

॥ व्यवहारपक्षनी ने परमार्थपक्षनी टीकासहित

# श्रीसूक्त ॥

टीकाकार.—ब्रह्मनिष्ठ महाराज श्रीनथुरामशर्मा.

બીલખા—કાઠિયાવાડ.

---

અધિકારી દ્વિજજનોમાટે પ્રકટ કરનાર

માધવજી રત્નજી ભટ્ટ.

જૂનાગઢ. કાઠિયાવાડ.

અને

પોપટલાલ તારાચંદ વકીલ.

જૂનાગઢ. કાઠિયાવાડ.

---



---

પ્રત ૧૦૦૦.

સંવત્ ૧૯૭૩. શાકે ૧૮૩૮. ઈ. સ. ૧૯૧૭.

---

મૂલ્ય રૂ. ૦-૦-૯.

# શ્રીસૂક્તની અનુક્રમણિકા.

ઋચાના આદિ શબ્દો. પૃષ્ઠાંક.

ૐ

# ભૂમિકા.



આ **શ્રીસૂક્ત**માં **શ્રીમ**હાલક્ષ્મીની વા બ્રહ્મવિદ્યાની પ્રાપ્તિમાટેના પ્રાર્થનામંત્રો છે. પ્રજ્ઞા અથવા સુમતિવિના લક્ષ્મીનો સદુપયોગ થઇ શકતો નથી, માટે વિવેકી મનુષ્યે, **મ**હાલક્ષ્મીની પ્રાર્થનાના મંત્રો ભણતી વેળા સુમતિપૂર્વક **શ્રીમ**હાલક્ષ્મીની પ્રાપ્તિ થાય એવા ભાવપૂર્વક પ્રાર્થના કરવી જોઇએ. વ્યાવહારિક મનુષ્યોને અને મુમુક્ષુઓને ધન-ધાન્યાદિની અનુકૂલતાની આવશ્યકતા છે, માટે ધનધાન્યાદિનાં અધિષ્ઠાત્રી **શ્રીમ**હાલક્ષ્મીને પ્રસન્ન કરવામાં ઉપયોગી થનારું આ **શ્રીસૂક્ત** ગુજરાતીભાષાંતરસહિત પ્રકટ કરવામાં આવ્યું છે. મુમુક્ષુઓ બ્રહ્મવિદ્યાની પ્રાપ્તિ કરવા બહુ આતુર હોય તે સ્વાભાવિક છે, માટે મુમુક્ષુઓને ઉપયોગી થાય એવો **શ્રીસૂક્ત**નો અન્ય અર્થ પણ આ પુસ્તકમાં આપવામાં આવ્યો છે. આ **શ્રીસૂક્ત**નો વ્યાવહારિક અર્થ વ્યાવહારિક મનુષ્યોને વિશેષ ઉપયોગી છે, ને આ **શ્રીસૂક્ત**નો પારમાર્થિક અર્થ મુમુક્ષુઓને વિશેષ ઉપયોગી છે. ૐ



ॐ

# ॥ व्यवहारपक्षनी तथा परमार्थपक्षनी टीकासहित

# श्रीसूक्त ॥

## वर्ग १ लो.

---

हिरण्यवर्णां हरिणीं सुवर्णरजतस्रजाम् ।
चंद्रां हिरण्मयीं लक्ष्मीं जातवेदो म आवह ॥ १ ॥

**વ્યાવહારિક અર્થ:**—હે સર્વજ્ઞ અગ્ને ! તમે સોનાના જેવી કાંતિવાળાં, હળદરના જેવા પીતશરીરવાળાં વા દારિદ્રયનો નાશ કરવામાં હરણીના જેવી શીઘ્રગતિવાળાં, સોનાનાં ને રૂપાનાં કમલોની માલા ધારણ કરનારાં, સર્વને પ્રસન્ન કરવામાં ચંદ્રજેવાં, ને આ જગત્માં સોનાને રૂપે પ્રતીત થનારાં લક્ષ્મીને મારૂં સર્વ અભીષ્ટ સિદ્ધ કરવામાટે મારી પાસે મોકલવાની દયા કરો. ૧.

**પારમાર્થિક અર્થ:**—હે સર્વરૂપ બ્રહ્મને જાણનાર સ્વયંપ્રકાશ-સ્વરૂપવાળા સદ્ગુરો ! આપ સોનાના જેવા પ્રકાશમયસ્વરૂપવાળાં, હળદરના જેવા મંગલમયસ્વરૂપવાળાં અથવા જીવભાવરૂપ દારિદ્રયનો વિનાશ કરવામાં હરણીના જેવી ઊતાવળી ગતિવાળાં, વિવેકવૈરાગ્યરૂપ ઉત્તમ પુષ્પોની માલાને ધારણ કરનારાં, સર્વ જીવોને પ્રસન્ન કરવામાં

ચંદ્રજેવાં, ને આ જગતમાં જ્ઞાનરૂપે પ્રતીત થનારાં બ્રહ્મવિદ્યાને મારું અભીષ્ટ સિદ્ધ કરવામાટે કૃપા કરીને મારા ભણી મોકલો. ૧.

**तां म आवह जातवेदो लक्ष्मीमनपगामिनीम् ।**
**यस्यां हिरण्यं विंदेयं गामश्वं पुरुषानहम् ॥ २ ॥**

**વ્યાવહારિક અર્થ:**—હે સર્વજ્ઞ અગ્ને ! તમે પરમાત્માથી કદીપણ દૂર નહિ થનારાં તે લક્ષ્મીને મારે માટે કૃપા કરીને મોકલો. જેના આગમનથી સોનું, ગાયો, ઘોડાં અને પુત્ર મિત્ર ને દાસાદિરૂપ પુરુષોને હું પામું. ૨.

**પારમાર્થિક અર્થ:**—હે સર્વજ્ઞ સદ્ગુરો ! તમે બ્રહ્મથી કદીપણ પૃથક્ નહિ પડનારાં તે બ્રહ્મવિદ્યાને મારે માટે કૃપા કરીને મોકલો. જે બ્રહ્મવિદ્યાનું આગમન થવાથી જેને માટે સોનું, ગાયો, ઘોડાં અને પુત્ર મિત્ર ને દાસાદિરૂપ પુરુષો પ્રિય થાય છે તે આત્માને હું અભેદભાવે પામું. ૨.

**अश्वपूर्वां रथमध्यां हस्तिनादप्रबोधिनीम् ।**
**श्रियं देवीमुपह्वये श्रीर्मा देवीर्जुषताम् ॥ ३ ॥**

**વ્યાવહારિક અર્થ:**—જે સેનાના આગળના ભાગમાં અશ્વો છે એવી, જે સેનાના મધ્યભાગમાં રથો છે એવી, હાથીઓના શબ્દોવડે પોતાના ભવ્યપણાને જણાવનારી, ને જોનારાઓઉપર પોતાના પ્રતાપને જણાવનારી એવી સેનારૂપ લક્ષ્મીને હું મારી સમીપ આવો એમ નિમંત્રણ કરું છું. એવાં પ્રતાપમય સેનારૂપ લક્ષ્મી મારું સેવન કરો–સર્વદા મારી પાસે રહો. ૩.

**પારમાર્થિક અર્થઃ**—જે સાધનરૂપ બ્રહ્મવિદ્યાના પ્રથમ ભાગમાં નિષ્કામકર્મોરૂપ અશ્વો છે એવાં, જે સાધનરૂપ બ્રહ્મવિદ્યાના મધ્યમ વિભાગમાં ચિત્તની એકાગ્રતાનાં સાધનોરૂપ રથો છે એવાં, શમદમાદિ સાધનોરૂપ હાથીઓના પરિપાકરૂપ ધ્વનિવડે પોતાના ભવ્યપણાને જણાવનારાં, ને અવિદ્યાના ઉપર પોતાનો પ્રતાપ પાડનારાં એવાં સાધનોરૂપ બ્રહ્મવિદ્યાને હું તે મારા અંતઃકરણમાં આવિર્ભાવ પામે એમ પ્રાર્થના કરું છું. એવાં પ્રતાપપૂર્ણ બ્રહ્મવિદ્યા સર્વદા મારા અંતઃકરણમાં આવિર્ભાવ પામેલાં રહો. ૩.

**कां सोस्मितां हिरण्यप्राकारामार्द्रां ज्वलंतीं तृप्तां तर्पयंतीम् ।**
**पद्मे स्थितां पद्मवर्णां तामिहोपह्वये श्रियम् ॥ ४ ॥**

**વ્યાવહારિક અર્થઃ**—સુખસ્વરૂપવાળાં, મનોહર મંદહાસ્યવાળાં, જેની આસપાસ પુષ્કલ સુવર્ણ છે એવાં, શીતલસ્વભાવવાળાં, પ્રકાશવાળાં, પૂર્ણકામ, પોતાના ભક્તોના મનોરથો પૂર્ણ કરનારાં, કમલપર બેઠેલાં, ને કમલના જેવા મનોહર વર્ણવાળાં લોકપ્રસિદ્ધ લક્ષ્મીનું હું મારી પાસે આવો એમ આવાહન કરું છું. ૪.

**પારમાર્થિક અર્થઃ**—પરમાનંદસ્વરૂપવાળાં, પોતાના આવિર્ભાવવડે જ્ઞાનીના મુખપર મનોહર મંદહાસ્ય સ્થિર કરનારાં, જેની આસપાસ સર્વ પ્રકારની અનુકૂલતાઓ પ્રસરી રહી છે એવાં, પરમશીતલસ્વભાવવાળાં, ચૈતન્યસ્વરૂપ, સર્વવિષયોની સ્પૃહાઓથી રહિત, પોતાના આવિર્ભાવવડે જ્ઞાનીને કૃતાર્થ કરનારાં, હૃત્પદ્મમાં આવિર્ભાવ પામેલાં, ને કમલના જેવા નિર્લેપસ્વભાવવાળાં વિદ્વાનોમાં પ્રસિદ્ધ બ્રહ્મવિદ્યાની હું મારા અંતઃકરણમાં આવિર્ભાવ પામવામાટે પ્રાર્થના કરું છું. ૪.

**चंद्रां प्रभासां यशसा ज्वलंतीं श्रियं लोके देवजुष्टामुदाराम् ।**
**तां पद्मिनीमीं शरणमहं प्रपद्येऽलक्ष्मीर्मे नश्यतां त्वां वृणे ॥५॥**

**વ્યાવહારિક અર્થ:**—ચંદ્રના જેવા સંતોષકારક પ્રકાશવાળાં, શ્રેષ્ઠ કાંતિવાળાં, નિર્મલ કીર્તિવડે પ્રકાશતાં, ઈંદ્રાદિ દેવોએ સેવેલાં, ઉદાર હૃદયવાળાં, જેમના હાથમાં કમલ છે એવાં, ઈકારવડે કહેવાતાં, ને આ લોકમાં રક્ષણ કરનારાં તે લક્ષ્મીને તમે મારું રક્ષણ કરનારાં થાઓ એવા ભાવપૂર્વક હું શરણે ગયેલો છું, આથી હે લક્ષ્મિ ! મારું દારિદ્રય નાશ પામો. મારા દારિદ્રયના નાશમાટે હું આપનું વરણ કરું છું—આપને શ્રેષ્ઠપણાવડે સ્વીકારું છું. ૫.

**પારમાર્થિક અર્થ:**—ચંદ્રની પેઠે પરમતૃપ્તિ ઉપજાવવાના સ્વભાવવાળાં, શ્રેષ્ઠજ્ઞાનસ્વભાવવાળાં, પરમપવિત્ર કીર્તિવડે પ્રસિદ્ધ, પવિત્ર અંતઃકરણવાળા મુમુક્ષુઓએ પરમાદરથી સેવેલાં, કૃતાર્થ કરવામાં પરમોદારસ્વભાવવાળાં, મુમુક્ષુના અંતઃકરણનું પોષણ કરવાની સામગ્રીવાળાં, વ્યાવહારિક જનોને જેમ લક્ષ્મી પ્રિય લાગે છે તેમ મુમુક્ષુઓને વહાલાં લાગનારાં, અને નિર્ભય આત્માનો અનુભવ કરાવી મુમુક્ષુઓનું સર્વ લોકમાં વાસ્તવિક રક્ષણ કરનારાં તે પરમપવિત્ર બ્રહ્મવિદ્યાને આપ મારું રક્ષણ કરનારાં થાઓ એવા ભાવપૂર્વક હું શરણે ગયેલો છું, આથી હે બ્રહ્મવિદ્યે ! જીવભાવરૂપ મારું દારિદ્રય નાશ પામો. મારા જીવભાવરૂપ દારિદ્રયના નાશમાટે હું આપના પરમશ્રેષ્ઠપણાનો સ્વીકાર કરું છું. ૫.

એવી રીતે પહેલા વર્ગની બંને પક્ષની ટીકા પૂરી થઈ. ૧.

## બીજો વર્ગ.

**आदित्यवर्णे तपसोधिजातो वनस्पतिस्तव वृक्षोथ बिल्वः ।**
**तस्य फलानि तपसा नुदंतु मायांतरायाश्च बाह्या अलक्ष्मीः॥६॥**

**વ્યાવહારિક અર્થઃ**—હે સૂર્યના જેવી કાંતિવાળાં! લોકોપર તમારો અનુગ્રહ જણાવવામાટે વનસ્પતિરૂપ બીલીનામનું ઝાડ તમારા હાથમાંથી ઉત્પન્ન થયું છે. હવે તે બીલીનાં ફલો આપના અનુગ્રહવડે મારા અંતઃકરણમાં રહેલા અજ્ઞાન તથા તેનાં કાર્યો શોકમોહાદિ એરૂપ અંતરના દારિદ્રયની અને ધનાભાવરૂપ બહારના દારિદ્રયની નિવૃત્તિ કરો. ૬.

**પારમાર્થિક અર્થઃ**—હે સૂર્યનાથી પણ વધારે સ્વયંપ્રકાશસ્વભાવવાળાં! સર્વે લોકોના ઉપર તમારો અનુગ્રહ જણાવવાના સાધનરૂપ સંસારવનમાં શ્રેષ્ઠ શુભેચ્છાનામનું વૃક્ષ તમારા સ્વરૂપમાંથી આવિર્ભાવ પામેલું જણાય છે. હવે તે શુભેચ્છાનાં વિચારણાથી માંડીને સત્ત્વાપત્તિરૂપ બ્રહ્માનુભવસુધીનાં ફલો આપના અનુગ્રહવડે અંતરના દારિદ્રયરૂપ જીવભાવનો—અજ્ઞાનનો ને તેના કાર્યરૂપ શોકમોહાદિનો—અને બહારના દારિદ્રયરૂપ ધનધાન્યાદિના અભાવનો વિનાશ કરો. ૬.

**उपैतु मां देवसखः कीर्तिश्च मणिना सह ।**
**प्रादुर्भूतोऽस्मि राष्ट्रेऽस्मिन्कीर्तिमृद्धिं ददातु मे ॥ ७ ॥**

**વ્યાવહારિક અર્થઃ**—હે લક્ષ્મિ! શ્રીમહાદેવ । સખા કુબેર અને યશના અભિમાની દેવ ચિંતામણિસહિત મને પ્રાપ્ત થાઓ. જે હું આ મનુષ્યલોકમાં ઉત્પન્ન થયો છું તે મને તે કુબેર આદિ યશ ને સર્વ ભોગ્ય વસ્તુઓનો સમૂહ આપો. ૭.

**પારમાર્થિક અર્થ:**—હે બ્રહ્મવિદ્યે ! બ્રહ્મથી અભિન્ન શ્રીસદ્ગુરુ ને નિર્દોષ યશના હેતુભૂત શુભવિચાર સદ્ગુરુની ભક્તિરૂપ વા બ્રહ્મ-ધ્યાનરૂપ ચિંતામણિસહિત મને પ્રાપ્ત થાઓ. જે હું આ મર્ત્યલોકમાં ઉત્પન્ન થયો છું તે મને તે સદ્ગુરુ આદિ શુભવિચાર ને અંતઃકરણના સત્ત્વગુણની વૃદ્ધિ કરનારી સામગ્રી આપવા કૃપા કરો. ૭.

**क्षुत्पिपासामलां ज्येष्ठामलक्ष्मीं नाशयाम्यहम् ।**
**अभूतिमसमृद्धिं च सर्वां निर्णुद मे गृहात् ॥ ८ ॥**

**વ્યાવહારિક અર્થ:**—ભૂખતરસવડે દુબળા થયેલા શરીરવાળી ને ક્ષીરસાગરના મથનસમયમાં પ્રથમ ઉપજેલી અલક્ષ્મીનો હું નાશ કરું છું. હે મહાલક્ષ્મિ ! આપ અનૈશ્વર્યને અને સર્વ ભોગ્ય વસ્તુઓની વૃદ્ધિના રહિતપણાને મારા ઘરમાંથી કાઢો—દૂર કરો. ૮.

**પારમાર્થિક અર્થ:**—આ લોકના ને સ્વર્ગના વિષયોની તૃષ્ણાવડે દુર્બલ જણાતી ને અંતઃકરણમાં પ્રથમ આવિર્ભાવ પામતી આસુરી-સંપત્તિનો હું વિનાશ કરું છું. હે બ્રહ્મવિદ્યે ! આપ અસંતોષને અને સર્વ પ્રકારની અનુકૂલતાની વૃદ્ધિના રહિતપણાને મારા અંતઃકરણમાંથી દૂર કરવા કૃપા કરો. ૮.

**गंधद्वारां दुराधर्षां नित्यपुष्टां करीषिणीम् ।**
**ईश्वरीं सर्वभूतानां तामिहोपह्वये श्रियम् ॥ ९ ॥**

**વ્યાવહારિક અર્થ:**—ગંધગુણવાળાં, ક્રોધવડે પરાભવ નહિ કરી શકાય એવાં, સર્વદા અન્નાદિવડે સમૃદ્ધિવાળાં, ગાય આદિ ઘણાં પશુઓની સમૃદ્ધિવાળાં, સર્વ પ્રાણીઓને નિયમમાં રાખનારાં વા સર્વ

પ્રાણીઓના આધારરૂપ તે પૃથ્વિરૂપ લક્ષ્મીનું હું અહિં મારી પાસે પધારો એમ આવાહન કરું છું. ૯.

**પારમાર્થિક અર્થઃ**—સુગંધ આદિ અનેક શુભગુણોવાળાં, કોઇ પણ પ્રાણિપદાર્થવડે પરાભવ નહિ કરી શકાય એવાં, સર્વદા સર્વ જીવોનું પોષણ કરવાની સામગ્રીવાળાં, મોક્ષમાં ઉપયોગી સામગ્રીના સમૂહવાળાં, સર્વ પ્રાણીઓને વશ વર્તાવનારાં વા સર્વ પ્રાણીઓના અધિષ્ઠાનરૂપ, તે અચલ બ્રહ્મવિદ્યાનું હું મારા અંતઃકરણમાં પધારવાની કૃપા કરો એમ આવાહન કરું છું. ૯.

**मनसः काममाकूतिं वाचः सत्यमशीमहि ।**
**पशूनां रूपमन्नस्य मयि श्रीः श्रयतां यशः ॥ १० ॥**

**વ્યાવહારિક અર્થઃ**—હે લક્ષ્મિ! આપની કૃપાવડે મનના મનોરથને, સંકલ્પને, વાણીના યથાર્થપણાને, ગાય આદિ પશુઓના સમૂહને, ને ભક્ષ્યભોજ્યાદિક અન્નના સમૂહને અમે પામીએ. સર્વપ્રકારની સંપત્તિ ને કીર્તિ મારી પાસે સ્થિતિ કરો. ૧૦.

**પારમાર્થિક અર્થઃ**—હે બ્રહ્મવિદ્યે! આપના અનુગ્રહવડે મારા મનના બ્રહ્મપ્રાપ્તિરૂપ મનોરથને, મારા મનના મોક્ષ પામવાના નિશ્ચયને, મારી વાણીના બ્રહ્મસ્મરણરૂપ યથાર્થપણાને, જ્ઞાનસાધનોના વિવેકાદિરૂપ સમૂહને, ને મોક્ષસાધનોના શ્રવણાદિરૂપ સમૂહને અમે પામીએ. દૈવી સંપત્તિ ને નિર્મલ યશ મને પ્રાપ્ત થાઓ. ૧૦.

એવી રીતે બીજા વર્ગની બંને પક્ષની ટીકા પૂરી થઇ. ૨.

## ત્રીજો વર્ગ.

**कर्दमेन प्रजाभूता मयि संभव कर्दम ।**
**श्रियं वासय मे कुले मातरं पद्ममालिनीम् ॥ ११ ॥**

**વ્યાવહારિક અર્થ:**—હે લક્ષ્મિ! તમે કર્દમનામના (યશ-નામના) પુત્રવડે પુત્રવાળાં છો. હે લક્ષ્મીના પુત્ર કર્દમ! તમે મારા ઘરમાં પ્રસન્નતાપૂર્વક નિવાસ કરો, ને કમલની માલા ધારણ કરનારાં તમારાં માતુશ્રી લક્ષ્મીનો મારા વંશમાં નિવાસ કરાવો. ૧૧.

**પારમાર્થિક અર્થ:**—હે બ્રહ્મવિદ્યે! તમે મનોનિગ્રહનામના ફલવડે શુભફલવાળાં છો. હે બ્રહ્મવિદ્યાના ફલરૂપ મનોનિગ્રહ! તમે મારા અંતઃકરણમાં દૃઢપણે સ્થિતિ કરો, ને દૈવીસંપત્તિના સમૂહને ધારણ કરનારાં ને તમારી ઉત્પત્તિના હેતુભૂત બ્રહ્મવિદ્યાની મારા વંશમાં સ્થિતિ કરાવો. ૧૧.

**आपः सृजंतु स्निग्धानि चिक्लीत वस मे गृह ।**
**नि च देवीं मातरं श्रियं वासय मे कुले ॥ १२ ॥**

**વ્યાવહારિક અર્થ:**—જલના અભિમાની દેવરૂપ લક્ષ્મી સ્નેહ-યુક્ત (મને પ્રીતિ ઉપજે એવાં) કાર્યો ઉત્પન્ન કરો. હે લક્ષ્મીના પુત્ર ચિક્લીત! (પ્રતાપ!) તમે મારે ઘેર નિવાસ કરો, અને તમારાં માતુશ્રી દેવી લક્ષ્મીનો મારા વંશમાં વાસ કરાવો. ૧૨.

**પારમાર્થિક અર્થ:**—જેમાંથી જગતની ઉત્પત્તિ થાય છે, ને જેમાં આ જગતનો લય થાય છે, તે બ્રહ્મથી અભિન્ન બ્રહ્મવિદ્યા મોક્ષ-

સાધનોમાં પ્રેમ ઉપજે એવા વિચારો મારા અંતઃકરણમાં ઉપજાવો. હે બ્રહ્મવિદ્યાના ફલરૂપ ઉપશમ ! તમે મારા અંતઃકરણમાં સ્થિતિ કરો, અને તમારા કારણરૂપ જ્ઞાનસ્વભાવવાળાં બ્રહ્મવિદ્યાની મારા કુલમાં સ્થિતિ કરાવો. ૧૨.

**आर्द्रां पुष्करिणीं पुष्टिं पिंगलां पद्ममालिनीम् ।**
**चंद्रां हिरण्मयीं लक्ष्मीं जातवेदो म आवह ॥ १३॥**

**વ્યાવહારિક અર્થઃ**—દયાયુક્ત હૃદયવાળાં, કમલવાળાં, પુષ્ટિરૂપવાળાં, પીળા વર્ણવાળાં, કમલોની માલાવાળાં, ને ચંદ્રની પેઠે પ્રસન્નતા ઉપજાવનારાં ઘણા સુવર્ણરૂપ લક્ષ્મીને હે અગ્ને ! તમે મારે માટે કૃપા કરીને મોકલો. ૧૩.

**પારમાર્થિક અર્થઃ**—પરમકૃપાવાળાં, પ્રસન્નતાવાળાં, વ્યાપકસ્વરૂપવાળાં, મનોહરસ્વરૂપવાળાં, દૈવીસંપત્તિના સમૂહને ધારણ કરનારાં, ચંદ્રની પેઠે મુમુક્ષુઓનાં અંતઃકરણોમાં પ્રસન્નતા ઉપજાવનારાં, અને પરમપ્રકાશસ્વરૂપવાળાં બ્રહ્મવિદ્યાનો હે સદ્‌ગુરો ! આપ મારા અંતઃકરણમાં આવિર્ભાવ કરવાની કૃપા કરો. ૧૩.

**आर्द्रां यष्करिणीं यष्टिं सुवर्णां हेममालिनीम् ।**
**सूर्यां हिरण्मयीं लक्ष्मीं जातवेदो म आवह ॥ १४ ॥**

**વ્યાવહારિક અર્થઃ**—શીતલતાથી ભરેલા હૃદયવાળાં, હાથમાં નેતરની છડીવાળાં, પાપીઓને દંડ દેનારાં, સુશોભિતવર્ણવાળાં, સોનાનાં ફૂલોની માલા ધારણ કરનારાં, ને સૂર્યના જેવા પ્રકાશવાળાં બહુધનરૂપ લક્ષ્મીને હે અગ્ને ! તમે મારે માટે મોકલવા કૃપા કરો. ૧૪.

**પારમાર્થિક અર્થઃ**—પરમશાંતિવાળાં, અંતઃકરણ તથા ઇંદ્રિયોને સન્માર્ગભણી ચલાવનારાં, અયોગ્ય વૃત્તિઓને તથા પ્રવૃત્તિઓને દમનારાં, સુશોભિતસ્વરૂપવાળાં, બ્રહ્માકારવૃત્તિઓની પરંપરાને ધારણ કરનારાં, સ્વયંપ્રકાશસ્વભાવવાળાં ને પરમપ્રકાશમય બ્રહ્મવિદ્યાનો હે સદ્ગુરો! આપ મારા અંતઃકરણમાં આવિર્ભાવ કરવાની કૃપા કરો. ૧૪.

**तां म आवह जातवेदो लक्ष्मीमनपगामिनीम् ।**

**यस्यां हिरण्यं प्रभूतं गावो दास्योऽश्वान्विन्देयं पुरुषानहम् ॥१५॥**

**વ્યાવહારિક અર્થઃ**—હે અગ્ને! મારો કદીપણ ત્યાગ ન કરે એવી લક્ષ્મીને તમે મારે માટે મોકલવા કૃપા કરો. જે લક્ષ્મીના આગમનથી પુષ્કળ ધન, ગાયો, દાસીઓ, ઘોડાઓ અને પુત્રમિત્રાદિ પુરુષોને હું પામું. ૧૫.

**પારમાર્થિક અર્થઃ**—હે સદ્ગુરો! મારા અંતઃકરણમાં સર્વદા નિવાસ કરે એવાં બ્રહ્મવિદ્યાનો મારા અંતઃકરણમાં આવિર્ભાવ કરવાની કૃપા કરો. જે બ્રહ્મવિદ્યાના આવિર્ભાવથી જે આત્માને માટે પુષ્કલ ધન, ગાયો, દાસીઓ, ઘોડાં અને પુત્રમિત્રાદિ મનુષ્યો વહાલાં લાગે છે તે આત્માને હું અભેદભાવે પામું. ૧૫.

એવી રીતે ત્રીજા વર્ગની બંને પક્ષની ટીકા પૂરી થઇ. ૩.

એવી રીતે શ્રીસૂક્તની વ્યવહારપક્ષની ને પરમાર્થપક્ષની ટીકા પૂરી થઈ.



નિરુક્તના કર્તાશ્રીએ કહેલી શ્રીસૂક્તની ફલસ્તુતિ.

**यः शुचिः प्रयतो भूत्वा जुहुयादाज्यमन्वहम् ।**

**श्रियः पंचदशर्चं च श्रीकामः सततं जपेत् ॥ १ ॥**

**વ્યાવહારિક અર્થઃ**—લક્ષ્મીની કામનાવાળો જે પુરુષ પવિત્ર ને પ્રયત્નશીલ (એકાગ્રચિત્તવાળો) થઇને નિત્યપ્રતિ આ શ્રીસૂક્તની પંદર ઋચાઓને જપે છે, અને નિત્ય અગ્નિમાં ઘીનો હોમ કરે છે, (એક ઋચાને એક વાર જપી એક વાર અગ્નિમાં ઘી હોમે, એમ પંદર ઋચાઓવડે પંદર ઘીની આહુતિ અગ્નિમાં હોમે છે, ને પછી એકવાર સર્વ શ્રીસૂક્તને ઉદ્દેશે ઘીની આહુતિ અગ્નિમાં હોમે છે,) તેને આ જન્મમાં લક્ષ્મીની સારી રીતે પ્રાપ્તિ થાય છે. ૧.

**પારમાર્થિક અર્થઃ**—બ્રહ્મવિદ્યાની પ્રાપ્તિની ઇચ્છાવાળો જે મુમુક્ષુ પુરુષ પવિત્ર ને એકાગ્ર અંતઃકરણવાળો થઇને નિત્યપ્રતિ આ શ્રીસૂક્તની પંદર ઋચાઓને અર્થના જ્ઞાનપૂર્વક જપે છે, અને નિત્યપ્રતિ બ્રહ્મમાં પોતાના અંતઃકરણની વૃત્તિને વિલીન કરે છે, તે મુમુક્ષુ પુરુષને બ્રહ્મવિદ્યાની પ્રાપ્તિ થાય છે. ૧.



# બ્રહ્મનિષ્ઠ મહારાજ શ્રીનથુરામશર્માકૃત પુસ્તક

શ્રીઉપનિષદો. ( ઈશોપનિષદ્‌થી કૈવલ્યોપનિષદ્‌સુધીની ઉપનિષદો તથા માંડૂક્યોપનિષદ્‌ઉપરની ભગવાન્ ગૌડપાદની કારિ તથા ગુજરાતી ટીકા અને ૧૦૬ ઉપનિષદોનો ગુજરાતીમાં સાર. આવૃત્તિ. રૂ. ૫-૦-૦ વેદાંતદર્શન. પાકાપુંઠાનું. રૂ. ૩-૮-૦ વેદાં કાચાપુંઠાનું. રૂ.૩-૦-૦ શ્રીમદ્‌ભગવદ્‌ગીતા,પદચ્છેદ, અન્વય, પદાર્થ, ને રહસ્યદીપિકાટીકાસહિત. ચોથી આવૃત્તિ. રૂ. ૨-૧-૦ પાતંજલયો પદબોધિનીનામની સંસ્કૃતભાષાની તથા રહસ્યદીપિકાનામની ગુ ભાષાની આધ્યાત્મિકી ટીકાસહિત. ત્રીજી આવૃત્તિ. રૂ.૨-૪-૦ સાંખ્ય સાંખ્યસૂત્રવૃત્તિ તથા તાત્પર્યબોધિનીટીકાસહિત. રૂ. ૧-૦-૦

યોગકૌસ્તુભ. ત્રીજી આવૃત્તિ. રૂ. ૧-૪-૦ પરમપદબોધિનં આવૃત્તિ રૂ. ૧-૦-૦ સંધ્યાનો વેદાંતાનુસાર વિચાર. રૂ. ૦-૦- સ્વરોદય. ત્રીજી આવૃત્તિ. રૂ. ૦-૨-૬ ઊલટી વાણીનું સ્પષ્ટીકરણ આવૃત્તિ. ૦-૧-૦ સનાતનધર્મનું નિરૂપણ. રૂ. ૦-૧-૦

મનુષ્યમિત્ર. બીજી આવૃત્તિ. રૂ. ૦-૪-૦ સ્વાભાવિકધર્મ આવૃત્તિ. રૂ. ૦-૨-૬ સુબોધકલ્પલતા. બીજી આવૃત્તિ. રૂ. ૦-૯-૦ દેશદિવાકર પ્રથમ કિરણ. બીજી આવૃત્તિ. રૂ. ૦-૧૨-૦ સદુપદેશદિવાકર દ્વિતીય કિરણ. રૂ.૦-૧૨-૦ સદુપદેશદિવાકર તૃતીય કિરણ. રૂ. ૦-૧૨-૦ ઉપ- દેશગ્રંથાવલિના અંક ૧ થી ૧૦. રૂ. ૦-૪-૦ ઉપદેશગ્રંથાવલિના અંક ૧૧ થી ૨૫. બીજી આવૃત્તિ. રૂ. ૦-૮-૦ ઉપદેશગ્રંથાવલિના અંક ૨૬ થી ૩૫. રૂ. ૦-૮-૦ શ્રીઅંતર્યામીના આદેશો. સોનેરી નામવાળા કપડાંના પુંઠાના. રૂ. ૦-૧૦-૦ શ્રીઅંતર્યામીના આદેશો. રેશમી પુંઠાના. રૂ. ૦-૮-૦ યોગપ્રભાકર. બીજી આવૃત્તિ. રૂ. ૦-૨-૬ શ્રીમદ્‌ભગવદ્‌ગીતા સરલટીકા- સહિત. બીજી આવૃત્તિ. રૂ. ૦-૭-૬ પ્રશ્નોત્તરરૂપે વિવિધ ઉપદેશ. બીજી આવૃત્તિ. રૂ.૦-૩-૬ ગીતાદિ પંચરત્ન સટીક. ભિન્ન ભિન્ન જાતનાં પુંઠાંવાળાં. રૂ. ૦-૭-૦, ૦-૭-૦, ૦-૬-૦ રાસપંચાધ્યાયી ભક્તિપક્ષની તથા જ્ઞાન પક્ષની વિસ્તૃત ટીકાસહિત.રૂ.૦-૭-૦, ૦-૫-૬ પ્રણવપદ. ત્રીજી આવૃત્તિ. રૂ. ૦-૨-૦ પ્રણવવિસ્તારપદ. બીજી આવૃત્તિ. રૂ. ૦-૨-૦ નાથકાવ્ય. રૂ. ૦-૫-૦ સદુપદેશમાલા પ્રથમ ભાગ. રૂ. ૦-૩-૬. પત્રકલ્પમંજરી. રૂ. ૦-૩-૦ વિનોદમાલા રૂ. ૦-૫-૦ દુરાચારગિરિવજ્ર. રૂ. ૦-૨-૬ મહામંત્રમાલિકા. રૂ.૦-૩-૦ સુવિચારચંદ્રિકા. રૂ. ૦-૨-૦ રુદ્રસૂક્ત પુરુષસૂક્ત ને ઈશા વાસ્ય સ્વરસહિત મૂલ, શબ્દાર્થ ને વિવેચન. રૂ ૦-૪-૦ શ્રીસૂક્ત સટીક. રૂ. ૦-૦-૬

ઉપર લખેલાં સર્વ પુસ્તકો નીચે લખેલે સ્થળેથી રોકડા દ્રવ્યથી ના વેલ્યુપેએબલ બૂકપાકીટથી મળી શકશે:—

વ્યવસ્થાપક, આનંદાશ્રમ. બીલખા. કાઠિયાવાડ

# બ્રહ્મનિષ્ઠ મહારાજ શ્રીનથુરામશર્માકૃત પુસ્ત

શ્રીઉપનિષદો. ( ઈશોપનિષદ્થી કૈવલ્યોપનિષદ્સુધીની ઉપનિષદો તથા માંડૂક્યોપનિષદ્ઉપરની ભગવાન્ ગૌડપાદની કારિ તથા ગુજરાતી ટીકા અને ૧૦૬ ઉપનિષદોનો ગુજરાતીમાં સાર. આવૃત્તિ. રૂ. ૫-૦-૦ વેદાંતદર્શન. પાકાપુંઠાનું. રૂ. ૩-૮-૦ વેદાં કાચાપુંઠાનું. રૂ.૩-૦-૦ શ્રીમદ્ભગવદ્ગીતા, પદચ્છેદ, અન્વય, પદાર્થ, ને રહસ્યદીપિકાટીકાસહિત. ચોથી આવૃત્તિ. રૂ. ૨-૨-૦ પાતંજલયો પદબોધિનીનામની સંસ્કૃતભાષાની તથા રહસ્યદીપિકાનામની ગુ ભાષાની આધ્યાત્મિકી ટીકાસહિત. ત્રીજી આવૃત્તિ. રૂ.૨-૪-૦ સાંખ્ય સાંખ્યસૂત્રવૃત્તિ તથા તાત્પર્યબોધિનીટીકાસહિત. રૂ. ૧-૦-૦

યોગકૌસ્તુભ. ત્રીજી આવૃત્તિ. રૂ. ૧-૪-૦ પરમપદબોધિન આવૃત્તિ. રૂ. ૧-૦-૦ સંધ્યાનો વેદાંતાનુસાર વિચાર. રૂ. ૦-૦- સ્વરોદય. ત્રીજી આવૃત્તિ. રૂ. ૦-૨-૬ ઊલટી વાણીનું સ્પષ્ટીકરણ આવૃત્તિ. ૦-૧-૦ સનાતનધર્મનું નિરૂપણ. રૂ. ૦-૧-૦

મનુષ્યમિત્ર. બીજી આવૃત્તિ. રૂ. ૦-૪-૦ સ્વાભાવિકધર્મ આવૃત્તિ. રૂ. ૦-૨-૬ સુબોધકલ્પલતા. બીજી આવૃત્તિ. રૂ. ૦-૯-૯ દેશદિવાકર પ્રથમ કિરણ. બીજી આવૃત્તિ. રૂ. ૦-૧૨-૦ સદુપદેશદિવાકર દ્વિતીય કિરણ. રૂ.૦-૧૨-૦ સદુપદેશદિવાકર તૃતીય કિરણ. રૂ. ૦-૧૨-૦ ઉપ- દેશગ્રંથાવલિના અંક ૧ થી ૧૦. રૂ. ૦-૪-૦ ઉપદેશગ્રંથાવલિના અંક ૧૧ થી ૨૫. બીજી આવૃત્તિ. રૂ. ૦-૮-૦ ઉપદેશગ્રંથાવલિના અંક ૨૬ થી ૩૫. રૂ. ૦-૮-૦ શ્રીઅંતર્યામીના આદેશો. સોનેરી નામવાળા કપડાના પુંઠાના. રૂ. ૦-૧૦-૦ શ્રીઅંતર્યામીના આદેશો. રેશમી પુંઠાના. રૂ. ૦-૪-૦ યોગપ્રભાકર. બીજી આવૃત્તિ. રૂ. ૦-૨-૬ શ્રીમદ્ભગવદ્ગીતા સરલટીકા- સહિત. બીજી આવૃત્તિ. રૂ. ૦-૭-૬ પ્રશ્નોત્તરરૂપે વિવિધ ઉપદેશ. બીજી આવૃત્તિ. રૂ. ૦-૩-૬ ગીતાદિપંચરત્ન સટીક. ભિન્ન ભિન્ન જાતનાં પુંઠાંવાળાં રૂ. ૦-૯-૦, ૦-૭-૦, ૦-૬-૦ રાસપંચાધ્યાયી ભક્તિપક્ષની તથા જ્ઞાન પક્ષની વિસ્તૃત ટીકાસહિત. રૂ. ૦-૭-૦, ૦-૫-૬ પ્રણવપટ. ત્રીજી આવૃત્તિ. રૂ. ૦-૨-૦ પ્રણવવિસ્તારપટ. બીજી આવૃત્તિ. રૂ. ૦-૨-૦ નાથકાવ્ય. રૂ. ૦-૫-૦ સદુપદેશમાલા પ્રથમ ભાગ. રૂ. ૦-૩-૬. પત્રકલ્પમંજરી. રૂ. ૦-૩-૦ વિનોદમાલા. રૂ. ૦-૫-૦ દુરાચારગિરિવજ્ર. રૂ. ૦-૨-૬ મહામંત્રમાલિકા. રૂ. ૦-૩-૦ સુવિચારચંદ્રિકા. રૂ. ૦-૨-૦ રુદ્રસૂક્ત પુરુષસૂક્ત ને ઈશા વાસ્ય સ્વરસહિત મૂલ, શબ્દાર્થ ને વિવેચન. રૂ ૦-૪-૦ શ્રીસૂક્ત સટીક. રૂ. ૦-૦-૯

ઉપર લખેલાં સર્વ પુસ્તકો નીચે લખેલે સ્થળેથી રોકડા દ્રવ્યથી વા વેલ્યુપેએબલ બૂકપોસ્ટથી મળી શકશે:—

વ્યવસ્થાપક, આનંદાશ્રમ. બીલખા. કાઠિયાવાડ.